ओं तत्सत्

# પેહેલી ચોપડી.



મૂલ્ય ૧ આનો.

ओंतत्सत्



# પેહેલી ચોપડી

નાનાં બાળકોને ઉપયોગી

થવાસારૂ.

રચીને પ્રસિદ્ધ કરનાર

वेदधर्मसभा.



મુંબઈ.

"જગદીશ્વર" છાપખાનામાં છાપી.

સંવત્ ૧૯૩૮

સને ૧૮૮૧.

મૂલ્ય ૧ આનો.

# પ્રસ્તાવના.

બાળકોને રમત કરતાં આનંદમાં અક્ષરનું જ્ઞાન થાય અને ધર્મસંબંધી નાનપણથીજ થોડો થોડો બોધ થવા માંડે એવી ચોપડીની ગુજરાતી ભાષામાં ઘણી જરૂર છે, એમ જાણી તેવિષે પ્રયત્ન કરી આ પેહલી ચોપડી રચીને બહાર પાડી છે. આમાં લખેલા અક્ષરજ્ઞાન થવાના શબ્દોને પડખે તેનો જેવો અર્થ થાય તેવું ચિત્ર આપેલું છે, તેથી ચિત્રની સાથે શબ્દમાં રેહેલા અક્ષરનું જ્ઞાન છોકરાંને સેહેલાઈથી થશે. ત્યારપછી અવળ સવળ શબ્દો માંડલા છે તે શીખવનારેં જેમ છોકરાંના મનમાં ઉતરે તેમ બતાવવા. શબ્દમાં રેહેલા અક્ષરનું છોકરાંને જ્ઞાન થાય એટલે તે શબ્દ પાટીમાં કે પાટીયાં ઉપર માંડીને તેમાંના અક્ષરો અવળ સવળ કરીને માંડવા ને ભૂસાડવા. એમ કરીને જે શબ્દ શીખાયો હોય તેમાંના અક્ષર પાકા કરાવવા. જેથી લોમવિલોમ લખેલા શબ્દો અને તે શબ્દોમાં આવેલા અક્ષરો ઉપરથી જોડી કાઢેલા નવા શબ્દો જલદીથી વાંચી શકે. એમ એક પાઠ પાકો થયાપછી બીજો પાઠ મંડાવવો.

પેહેલો પાઠ પાકો થયો નહિં હોયતો બીજો પાઠ આંવડશે નહીં. માટે જેમ બને તેમ પેહેલો પાકો કરવો. એમ સઘળા પાઠ પૂરા થયે સંપૂર્ણ અક્ષરજ્ઞાન થશે.

અમે આશા રાખિયે છિયે કે આ ચોપડી આપણા આર્ય લોકોના બાળકોને નાની ઉમરમાં અક્ષરસંબંધી અને ધર્મસંબંધી જ્ઞાનમાં ઉપયોગી થશે. ઈશ્વરની ઈચ્છા તો આટલેથીજ નહિ પણ બીજી ત્રીજી એમ અનુક્રમે ચોપડીયો બાહાર પાડી આર્યજનોની સમક્ષ મેલવી છે. અમને નિશ્ચય થાય છે કે ઈશ્વરના પ્રતાપથી, આર્યજનોના ઉત્સાહથી અને વેદધર્મસભાની સહાયતાથી તેમ થવામાં કંઈ વિલંબ લાગશે નહિ.

મુંબઈ સં૦ ૧૯૩૮ }
કાર્તિક શુક્લ ૧ }

વેદધર્મસભાની
કાર્યભારમંડળી.

અક્ષર




કમળ



ચમર



ઘર



હરણ



અક્ષર, કમળ, ચમર,
ઘર, હરણ.

કમળ, ઘર, હરણ,
ચમર, અક્ષર.

અ, ક, ચ, ઘ, ણ, મ, ર, હ,
ળ, ક્ષ.

ચક, રક્ષણ, અચળ,
ઘણ, રમળ, હક,
ચરણ, ઘમઘમ, રમ.

આનંદ



ગાગર



ઝાડ



દાડમ



હાથ



આનક, ગાગર,
ઝાડ,દાડમ, હાથ.

ઝાડ,આનક, હાથ.
ગાગર,દાડમ.

આ,ગ,દ,ઝ, ડ, ન, થ, ( ા )

ડાંગર.બા,મા,થાળ.
ઘામ,રાખ,ચાચડ:
કાકા,સાર,ઝાકળ.

ઈંટ 

ખીલી 

ટીડ 

છીપ 

દીવી 

ઈંટ, ખીલી, ટીડ,
છીપ, દીવી.

છીપ, ટીડ, દીવી,
ખીલી, ઈંટ.

ઈ, છ, ટ, ખ, વ, પ, લ, ( િ )
( ી ) ( ં )

પીળી, બીડી, ઝીણી, ઘી,
ગીરધારી, ઢીલી, હીર,
ચીર, ક્ષીર, મીણ, હાથી.

ઊંટ



ઠૂંઠું



ધૂળ



સૂરજ



ફૂલ



ઊંટ, હુકું, ધૂણી
સૂરજ, ફૂલ.

ધૂણી, ફૂલ, ઊંટ,
હુકુ, સૂરજ.

ઊ, હ, ધ, સ, જ, ફ, (ૂ)(ૃ)(ં)

જૂનું, ફુંકાવટી, ટુવાલ,
પુછું, થુથુ, ગુરૂ, ખુલું,
બુંદ, ધૂડ, ઝુંપડું, દૂણું.

એરણ 

શેષ 

પેન 

બેલ 

મેનાં 

એરણ, શેષ, પેન,
બેલ, મેનાં.

પેન, મેનાં, બેલ,
શેષ, એરણ.

એ, ન, શ, ષ, બ, ( ે )

નેતર, લેખણ, ડેડકું,
રેતી, ઠેકડી, સેવા,
જેજે, ફેર, છેટે,
દેખે, લેરેલે, પેટી.

# ઐરાવત



# પૈડું



# સૈ



# દૈત



# મૈયારી



ઐરાવત, પૈડું, સૈ,
દૈત, મૈયારી.
પૈડું, મૈયારી, ઐરાવત,
દૈત, સૈ.

ઐ, વ, ત, ( ૈ ) ય.

રૈયત, કૈ, વૈદ, થૈથૈ,
લૈ, રૈવત, કૈરવ,
મૈયર, પૈસો, બૈયર,
તૈયાર.

ઓરડો



તોપ



ઢોલ



ઓષધની શીશી



જોશી



ઓરડો, તોપ, ઢોલ,
ઔષધનીશીશી, ભેંશી.
ભેંશી, તોપ, ઓરડો,
ઢોલ, ઔષધનીશીશી.

ઓ, ઔ, ઢ, ( ો ) ( ૌ ).

રોટલો, પોપટ, નોળીયું.
શોષ, ધોબી, ઠાકર,
સોપારી, ફોજ, છોડ,
ખોટો.

# યજ્ઞ



# ભેંશ



# ગાય



જા, ભ.

ઘોડો, બકરી, વાઘ,
સિંહ, રોઝ, વાનર,
મોર, કોયલ, હંસ,
કબુતર, ગરૂડ, ચકલી,
કેરી, કેળું, લીંબુ,
નાળીયેર, બોર, બીલું,
મોગરો, ગુલાબ, જુઈ,
ચમેલી, ગલગોટો, કેરણ,
એળચી, જાયફળ, લવીંગ,
જાવંત્રી, કેસર, કંકુ.

# મામા, બેન, ભાઈ,
# દાદા, નાના, ભાભી,
# દોરો, કંઠી, વીંટી,
# કડું, વાળી, પોંચી,
# કાન, આંખ, નાક,
# જીભ, માથું, પગ.

---

## અ, આ, ઇ, ઈ, ઉ, ઊ,
## એ, ઐ, ઓ, ઔ, અં, અઃ

---

ક, ખ, ગ, ઘ, ઙ; ચ, છ, જ, ઝ, ઞ; ટ

ઠ, ડ, ઢ, ણ; ત, થ, દ, ધ, ન; પ, ફ, બ, ભ, મ;

ય, ર, લ, વ, શ, ષ, સ, હ, ળ, ક્ષ, જ્ઞ.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | આ | ઈ | ઈ | ઉ | ઊ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| | ા | િ | ી | ુ | ૂ | ે | ૈ | ો | ૌ | ં | ઃ |
| ક | કા | કિ | કી | કુ | કૂ | કે | કૈ | કો | કૌ | કં | કઃ |
| ખ | ખા | ખિ | ખી | ખુ | ખૂ | ખે | ખૈ | ખો | ખૌ | ખં | ખઃ |
| ગ | ગા | ગિ | ગી | ગુ | ગૂ | ગે | ગૈ | ગો | ગૌ | ગં | ગઃ |
| ઘ | ઘા | ઘિ | ઘી | ઘુ | ઘૂ | ઘે | ઘૈ | ઘો | ઘૌ | ઘં | ઘઃ |
| ઙ | ઙા | ઙિ | ઙી | ઙુ | ઙૂ | ઙે | ઙૈ | ઙો | ઙૌ | ઙં | ઙઃ |
| ચ | ચા | ચિ | ચી | ચુ | ચૂ | ચે | ચૈ | ચો | ચૌ | ચં | ચઃ |

ષ ષા ષિ ષી ષુ ષૂ ષે ષૈ ષો ષૌ ષં ષઃ
સ સા સિ સી સુ સૂ સે સૈ સો સૌ સં સઃ
હ હા હિ હી હુ હૂ હે હૈ હો હૌ હં હઃ
ળ ળા ળિ ળી ળુ ળૂ ળે ળૈ ળો ળૌ ળં ળઃ
ક્ષ ક્ષા ક્ષિ ક્ષી ક્ષુ ક્ષૂ ક્ષે ક્ષૈ ક્ષો ક્ષૌ ક્ષં ક્ષઃ
જ્ઞ જ્ઞા જ્ઞિ જ્ઞી જ્ઞુ જ્ઞૂ જ્ઞે જ્ઞૈ જ્ઞો જ્ઞૌ જ્ઞં જ્ઞઃ

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દસ



# પાઠ ૧લો.

પઢો પોપટજી!
લટપટ પંખી, ચતુર સુજાણ;
પઢો પોપટજી, શ્રી ભગવાન.
પોપટજી! પઢો.
પઢે તે પોપટ, ન પઢે તે સુડા;
પંખીની જાતમાં, પોપટજી રૂડા.
પોપટજી! પઢો.

# પાઠ ૨ જો.

સોટી વાગે ચમચમ,
વિદ્યા આવે રમઝમ;
ખડિયો પાટી હાથે લઈ,
જમના બેન નિશાળે ગઈ.

# પાઠ ૩ જો.

## કૃષ્ણ.

રામ નામ લાડવા, ગોપાલ નામ ઘી;
કૃષ્ણ નામ ખીરખાંડ, ઘોળી ઘોળી પી.

# પાઠ ૪ થો.

કોઈનું કાંઈ લેવું નહિ.
કોઈને દુઃખ દેવું નહિ.
ખોટું બોલવું નહિ.
નઠારે આચરણે ચાલવું નહિ.
કોઈનું અવળું કરવું નહિ.
સવારમાં વેલું ઉઠવું.

દાતણ કરી નાહી ધોઈ ચોખું થવુ.
પરમેશ્વરનું સ્મરણ કરવું.
માબાપ કહે તે કરવુ.
ભણી ગણીને ડાહ્યા થવું.
રોજ નિશાળે જવું.
કજીઓ કરવો નહિ.
રજાવગર ઘરમાંથી બહાર જવું નહિ.
લુગડાં મેલાં રાખવાં નહિં.
ચોપડિ ફાડી નાખવી નહિ.
પોતાનો સામાન સંભાળી રાખવો.
કાચું કોરૂં ખાવું નહિ.
કોઈની આળ કરવી નહિ.

## પાઠ ૫ મો.

### નારાયણ, સોમનાથ.

સોમનાથ નારાયણને કહે છે, કે ભાઈ! આજ આપણે અસુર થઈ ગયું છે માટે ચાલો ઉતાવળથી નિશાળે પોચી જઈએ. વેલા જશું તો

નંબર પેહેલો મળશે.

નારાયણ કહે ઠીક ભાઈ, આવુ છુ. પણ હુ માતા પિતાને પ્રણામ કરી તેની આજ્ઞા લઈ આવું, અને દફતરમાં ચોપડી ભરી લઈ આવું, તેટલીવાર મારે માટે ઉભા રહો તો હું મોટો પાડ માનીશ.

સોમનાથ કહે ઠીક ભાઈ, ઉભો છું. તમે વેહેલા આવજો. વાર લાગશે તો નંબર જતો રેહેશે. અને પાઠમાં પાછળ રેહેશું.

નારાયણ કહે, આ આવ્યો ભાઈ!

## પાઠ ૬ ઠો.

## ધર્મની આજ્ઞાઓ.

સાચું બોલવું.
ધર્મ પાળવો.
માતાપિતાની આજ્ઞા માનવી.

સદ્‌ગુરૂની આજ્ઞા માનવી.
પરમેશ્વરઉપર ભાવ રાખવો.
ઘેર આવેલાને માન આપવું.
સૌ ઉપર દયા રાખવી.
મન અને વાણી નિર્મળ રાખવાં.
સારાં માણસનો સંગ કરવો.
સારાં આચરણે ચાલવું.

---



# વેદધર્મસભાતરફથી પ્રકટથયેલાંપુસ્તકો.



| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| પ્રબોધચંદ્રોદયનાટક... | ૦ | ૧૦ | ૦ |
| પેહેલી ચોપડી ........ | ૦ | ૧ | ૦ |
| આર્યધર્મપ્રકાશ (દરમાસે પ્રકટ થાયછે તે)....... | ૧ | ૮ | ૦ |

આ પુસ્તકો ભુલેશ્વરનજીક ફીરંગીનાદેવલપાસે ઘરનંબર ૨૯ માંથી મલશે. બહારગામવાળાએ ટપાલખરચ વધારે મોકલવું.

